 સુરતની

# મરકીના ત્રાસનો

# ગરબો.

રચનાર

ભુરી બેન.

છપાવી પ્રસીદ્ધ કરનાર

**ધીરજલાલ નગીનદાસ.**

સુરત ખોદાબક્ષ પ્રેસ.

સંવત ૧૯૫૫. સને ૧૮૯૯.

કીમત દોઢ આનો.

સુરતની

# મરકીના ત્રાસનો ગરબો.

---

## રાગ બરાગોરડી

આદી ગણેસજીને પાય, નમુ મરકીની એ માય
તમે કરજો મને સાહાય

તમે કરજો મને સહાય જોડું ગરબો હું—

સોભી મુંબઇ સરખુ શેહેર, ચીનથી આવ્યા મરકી બેન
માંડવી બંદરે રહ્યા

ચીનથી ત્રણ ઉંદર આવ્યા, તેતો મરકી બાઇને લાવ્યા
બધા શેહેરમાં ફેલાઇ

ત્યાંતો માણસ ઘણા મુવા, તેને ઉચકનાર નહીં આવ્યા
ગાડે ઘલાઇ ગયા.

મુંબઇમાં બાળવા લાકડા ખુટયા એટલા બધા માણસ મુવા
બહુ કોપ થયો—

ત્યારે લોક ગયા ગભરાઇ ત્યાંતો નાસાનાશી થઇ
તે તો ગામેગામ ગયા—

## રાગ—મહાકોપરે થયો તે કળીકાળમાનો

મહા કેરરે વરત્યો તે સુરત શેહેરમાંજો,
લોકો દુખી થયા તે મરકી થકાંજો. મહા.
સરકારી તે કાયદા નીસર્યા જો,
લોકે છાના છુપાવી તેથી રાખીયાંજો. માહા.
લોકે ગામ બહાર માંડવા બાંધીયાજો,
તે તો માંડવે જઇને વસીઆ જો. માહા.
ઘણા ઉધનાને દરવાજે ઘણા લેનમાંજો,
ઘણા વરાછાને રસ્તે જઇ રહ્યાંજો. માહા.
ઘણા ઘરડા બચારા વાતો કે જો,
જુની આંખે તમાસા નવા દેખીયાંજો. માહા.
સુરત શેહેરની રઇયત ઘણી રાંકડીજો,
તેપર નહીં ધારયું દુઃખ આવ્યુ જો. માહા.
બધા મોહોલાઓ તે ખાલી કરાવીયા જો,
તેને મજુરા ભાગોલે રાખીયાંજો. માહા.
તેના ઘરો તે ધોઇ નાખીયાંજો,
તેને છાપરેથી નળીયાં ઉકેલીયા જો. માહા.

રાગ-મને મુકી ગયો તે મારો દીલડો જો.

સુરત શેહેરની તે આફત શી કહું જો,
ઉધનાને દરવાજે બળ્યાં ને પુરી થાય છે જો;
ત્યાં તો અગ્નિ માતા ઉલટયા જોરે. સુરત.
ત્યાં તો આગ લાગીને માંડવા બહુ બળયા જોરે,
ત્યાં તો ચોકશીઓનું નુકશાન બહુ થયું જોરે. સુરત.
રૂઘનાથ નાથાના ત્રીભુભાઈ કહેવાય છે જોરે,
તેના માણસ મુવા ને દુખી બહુ થયા જોરે. સુરત.
વેરાગીવાળાને શંકરલાલ છે જોરે,
એના સામન સાથે ટુંકાય છે જોરે. સુરત.
કે તેના સામન બળ્યાને નુકશાન બહુ થયુ જોરે,
કે તેના ઘરબોદી ગભારા પાડીયા જોરે. સુરત.
કે પાસ લઇને સુરતથી લોકો જાય છે જોરે,
તે તો આનંદમા રોકાય છે જોરે. સુરત.
કે તેને નવડાવે ને લુગડા બોળાય જોરે,
કે દસ દહાડા કોરંટીમાં રખાય છે જોરે. સુરત.
કે કોરંટીમાં ખવાડવા સારૂ તે ઉઘરાણું ચાલ્યું જોરે,
ઘણા લોકોએ રૂપીયા ભર્યા જોરે;
મોટ મોટાની મદદ બહુ મળી જોરે. સુરત.

રાગ-ઓધવજી સંદેશો-

ફેર વરત્યોરે રાંક સુરતપર ભારી,
મરકી એ કીધી ખુવારી.
સંવત ૧૯૫૩ ને સાલેરે,
મરકી સુરતમાં બહુ મહાલેરે.
ચોપનમેરે વાળ્યો દુનીયાનો દાટ,
દુનીયા થઇ ગઇ ભુગાટી.

સાખી.

કારતક મહીને ફોરંટી કહાડીરે,
તેથી લોકોને દુખ ભારીરે.
પાકીમાથી કાચીમાં નાખેરે
ત્યારે શેહેરમારે ફરવાની રજા આપે. મરકી

સાખી.

લોકો જરાએક માદા થાયરે.
ત્યારે ઇસ્પીટાલમા લઇ જાયરે.
મોટા દાકતરોથી માવજત થાયરે
લોકોરે તેને નકામા વગોવે. મરકી.

સાખી.

પછી હીંદુ ઇસ્પીતાલ નીસરીરે.
ત્યારે લોકો થયા જરા ખુશીરે.

સાખી.

બાર જાગને મેં ખબર કીધારે,
તેણે પાસ કોઈ કોઈને દીધારે.
તેથી લોક ઘણા ગભરાયારે,
કંઈક લોકોરે મનમાં બહુ મુંઝાય. મરકી.

સાખી.

એકલીન શાહેબે ધારો કાડયોરે,
સો ઘર ધોળાવી નાખ્યારે.
પાસ આપતાંએ મેહનત તો નહી આપી. મરકી.

સાખી.

બાપટ સાહેબ છે બાહુ સારારે,
એને લોકોની છે બહુ દગારે.
એ આવેથીર લોકોને ધીરજ આવી. મરકી.

મંમ માગા કરજો મહેર,
માને કરજો લીલા લહેર;
ગરબો પુરાણ મરૂં.

---

## રાગ ગીરધારીનો

ગુજ

ફેર વરત્યોરે રાક સુરત પરભારી,
મરકીએ કીધી ખુવારી.
સન અઠાડસે સતાણુંની સાલેરે,
મરકી સુરતમાં બહુ માહાલેરે.

ઝુલ.

સુરત શેહેરમા મરકી આવીરે,
ઘણા લોકોને ઘભરાવીરે.
મરકી દુઃખ ઘણું લાવીરે,
પ્રથમ ઊંદરને મરકી લાગુ થાયે.
મરકી સુરતમાં બહુ માહાલે

સાખી.

મરકીરે તેંતો કોપ ઘણો કીધો,
ભોગ ઘણા માણસનો લીધો.
મરકીરે તેં દુઃખ ઘાણા દીધા,
લોકોને ઘણા પાયમાલ કીધા.

ઝુલ.

કોઇના ઘરમાં ઉંદર મરી જાયરે
તેનું ઘર તે ખાલી થાયરે
ઘરના લોકો નાસી જાયરે
કોઇના ઘરમારે ભાડે રહેવાને જાય. મરકી

સાખી.

ત્યાર પછીરે માણસને લાગુ થઇ
તેનાથી ઘરમાં રહેવાય નહીં
ખબર પડે તો સરકાર પકડી જાયે,
ચાકરી કરવાને માણસ સાથે જાયે.

ઝુલ.

કોઈના ઘરમો મરી જાયરે
તેને ગાડે ઘાલી લઈ જાયરે
તેના કપડા બાળી નાખેરે
તેના ઘરનાનેરે લોકોને લખી જાયે. મરકી.

સાખી.

ઘરના લોકોરે કોરન્ટીનમાં જાય
ત્યાં પંદર દહાડા રખાયે
પાસ મળે તોરે ઘેર જવાય
ઘર પાસ કરાવી રહેવાય

ઝુલ

મરકી તું તો ચુના ધોળાવેરે
છાપરા ઊકેલી ઘર ધોવડાવેરે
કોઇના ઘરમાં જો કેસ થાયરે
તો ઘર પાંચ ધોવાયરે. મરકી.

સાખી.

હેલ્થ કેમ્પરે કાચી કવોરેન્ટાઇન કહેવાયે
પાસ લઈને અવાયે જવાયે
સેગ્રીગેસન કેમ્પરે પાકી કોરેનટાઈન કહેવાયે
ત્યાંથી જવું હોય તો ન જવાયે

ઝુલ

ઘણા લોકોના પ્રાણ જાયેરે
ઘણાના ઘર ઉજડ થાયરે
લોકો ની પાયમાલ થાયરે
મરકી તું તોરે લોકોને ગભરાવે મરકી.

સાખી.

આગગાડી બંધ થઈ ગઇ
પાસ વીના જવાય નહી
પાસ વીના જાય તોર કોરનટાઇનમાં રખાયે
જવું હોય તો સેકન્ડ ક્લાસમાં જવાયે

ઝુલ.

જે કોઈ બહાર ગામથી આવેરે
તેને દવા નાંખી નવડાવેરે
તેના કપડા ધોવડાવેર
ગરમ કપડા હોય તો રખાવે. મરકી

સાખી.

કોરનટાઇનમાંરે દશ દહાડા રખાયે
તેને જમીનપર કિકાડાયે
રજા લઇને તે ઘેર જવાયે
દશ દહાડા નાડ જોવાયે.

ઝુલ

સંવત ઓગણીશે ત્રેપનની સાલેરે
મરકી ઘણી સુરતમાં મહાલેરે
મરકી તેં રૂપ એને લાધારે
મરકી તુંતો ઘણાંને ગળરાવે મરકી

સાખી.

મરકી તેં તોરે માન ઘણાના મોડયા
તોરઃ હજુ નથી તોડયા
મરકીરે તેં ગભરાવ્યા બહુ ભારી
જાનેવારીએ કીધા ખુવારી.

ઝુલ

મરકી તેં તો ઘેરો કીધો ધાડ પાડીરે
લોકીઓની ઘણી બદલીઓ કરીરે
સુરત શેહરમાં મરકી આવીરે
મરકીરે તું લોકોઆને ઘણી ફેલી મરકી.

સાખી.

દેશ છોડીનેરે વગડે કીધા વાસ
લાગ્યો સોને ઘણો ત્રાસ
શહેર છોડીનેરે માંડવા બાંધી રહ્યા
લોકો ઘણા દુઃખીઆ થયા

ઝુલ

બારે ભાગોળે માંડવા બંધાવેરે
ત્યાં તો લોકોને વસાવેરે
ઘણું શહેર ખાલી કરાવેરે
ત્યાં તોરે બજાર મંડાયે મરકી.

સાખી.

ઇશ્વર તેં આ શું કીધું
દુનીઆને દુઃખ ઘણું દીધું
વરસાદેરે ઘણાને સુખ દીધું
લોકોએ સુખ માની લીધું

ઝુલ

એટલે આવ્યો માહ માસરે
તેમાં વરસાદે કીધો વાસરે
દુનીઆની લેવા તપાસરે
વરસાદેરે તે તો લોકોને રજા અપાવી. મરકી

સાખી.

વરસાદ કીધી લીલા લહેરરે
દુનીઆની પર કરી મહેરરે
વરસાદેરે ઘણું સારૂ કીધુંરે
દુનીઆએ સુખ માની લીધું

ઝુલ.

સૌ ગયા કુલેક્ટરને દવારેરે
રજા લઈને આવ્યા ઘેરરે
એથી કીધી લીલા લહેરરે
વરસાદરે તું તો સીલ તોડાવે. મ૦ઠી.

---

## અલુનનો ગરબો.

સુરતમાં તો ચીનથી ચીના આવ્યા
તે તો અજબ તમાસો લાવ્યા
એના બીલથીરે સર્વેને ચેતાવ્યા
કરી ટીકીટ તેમાં નહી ફાવ્યા

સાખી.

બલુનનો કહું વીસતારરે
પહોળું જોતામાં ગજ બારરે
લંબાઈ તે અરાઢ વારરે
જોવા સરખારે જબરા ખેલ મચાવ્યા—ચીન
ભર્યો ધુમોરે તેથી દેખાયે ઘેરૂં
જાણે વગર સીખરનું દેહરૂં
થયું ઉંચુંરે જેવો પર્વત મેરૂં
શું થાસે એ પુરૂષ કેરૂં

સાખી.

એક ચીતે જુવે નરનારરે
ઘણા લોકો છે, સામે પારરે
બેઠા નીરખે બલુનનો બહારરે
ફુલવાળાને રે રંગતે રળાવ્યા—ચીન

ઉડયો ડબ્બો ઝટ ગયો આકાશે
છત્ર પુરૂષ છે એની સાથે
એના જીવનીરે કોઇને નથી આસ
એની હવે કરી તપાસ

સાખી.

બલુનને વીદાય કીધુરે
છત્ર દંડ તે હાથમાં લીધોરે
એને પવને ઉતાર્યો સીધોરે
પડયો બેટમાંરે માણેકજી રથ લાવ્યા—ચીન
ઘણું હેતેથીરે બેસાડયો પોતાની જોડે
અલબેલો ઇનામને કોડે
ઘોડે બેસીનેરે સ્વારો અગાડી દોડે
ખસો ખસો કેહતા જાય મોઢે

સાખી.

બેઠા રથમાં કરીને કામરે
બીજા હાથે કરે સલામરે
થયું સુરતમાં એનું નામરે
આવ્યો બંદરે રે સૌકોને મન ભાવ્યા—ચીન

થયો કડાકો, રે જાણે ગગન ગડગડાયો
અધ ગાઉ તે ઉંચો ચડીઓ
સારા શહેરમાંરે સૌ કોની નજરે પડયો
ઝાડ પવન કોઇને નવ નડીઓ

સાખી.

અમલદારે ઇનામ આપ્યારે
બેન કહે છે તંબુરી બેનરે
હવે જાસે પોતાને ગામરે
નાણા આપ્યારે સૌકોને મન ભાવ્યા—ચીન



# આ ચોપડી નીચે લખેલા ઠેકાણેથી મળશે.

સુરત--વોરા અબદુલહુસેન હમીબુલા છકાપીર

એમ. જે. પોસ્ટવાલા નાણાવટ

ટી. સી. બ્રધર્સ એન્ડ કો. ભાગાજી રોડ

આદરજી રાનાભાજી કેલાવાલા ફણપીઠ

મુંબઈ--વશનજી રમાનંદ ચાહવાલા

વડોદરા--નાનાસા જેઠાસા કસાઇવાડ

અમદાવાદ--આર. પી. પટેલની કું૦ નણદરવાજા

